# ઉદ્‌બોધન*

## એક બાહ્ય નિશાની

આજકાલ પ્રાર્થનામાં તમે ટોળેટોળાં આવો છો એ સારી વાત છે. હજી આથી ચારગણાં આવો એમ કહું. પણ એક શરત છે. જો તમે કેવળ કુતૂહલથી આવતા હો તો તમારામાંનો એક પણ જણ ન આવે એમ હું ઇચ્છું. જો ભજનમાં ભાગ લેવા આવ્યા હો તો સરસ છે. પણ તો આ પહેલાં કેમ નહોતા આવતા અને આજે એકાએક કેમ આવ્યા એ સવાલ થાય છે. પણ સંભવ છે કે તમે ભજનને માટે પણ આવતા હો અને લડતમાં રસ હોય તેથી પણ આવતા હો.

જો તમને પ્રાર્થના અને ભજન પસંદ હોય તો તે એક કાનેથી નાંખી બીજા કાનેથી કાઢી નાંખવા ન આવતા. પણ જો તમે આત્મશુદ્ધિ અને આત્મદર્શન માટે આવતા હો તો તો અવશ્ય આવજો. હું નથી માનતો કે કેવળ કાનેથી સાંભળનાર અને હોઠેથી ભગવાનનું નામ લેનાર માણસને ભગવાનનું નામ ફળતું હોય. પણ પોપટ અને આપણામાં ભેદ છે. જો તમે એટલું ન સમજો તો તમારો અહીં આવવાનો પરિશ્રમ નિરર્થક જશે અને અમને અમારી શાંતિમાં વિક્ષેપ થશે. અમે શહેરથી એટલે છેટે પડયા છીએ તે એટલા જ હેતુથી કે અમને બાહ્ય શાંતિ મળે, અને ભરતખંડની સેવા કરવાની યોગ્યતા મળે.

એટલે જો તમે ખરેખર પ્રાર્થનામાં રસ લઈને આવતા હો તો તેના ખરાપણાની એક બાહ્ય નિશાની છે તે તમારા ઉપર

---

* કૂચના બે દિવસ અગાઉ પ્રાર્થના સમયે આપેલું પ્રવચન.

દેખાવી જોઇએ. તમે બધાં વિલાયતી કપડાં કાઢી નાંખો અને બાળો. એટલી શરત તો હું અવશ્ય તમારી પાસે માગું. ખાદીને વિષે ઘણા ગુણોનું આરોપણ થાય છે. તે બધું તમે માનો કે ન માનો, પણ એક વસ્તુ તો બધા સ્વીકારે છે કે ખાદી પહેરીને આપણે હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ સાથે સંબંધ બાંધીએ છીએ. અને ખાદી પહેરીને આપણે સદા સ્મરણ કરીએ છીએ કે એ પહેરીને હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ સૂતર કાંતનારને આપણે થોડી મદદ કરીએ છીએ.

પણ બીજું કારણ તો એ છે કે અમદાવાદનું ભૂષણ વીર સરદાર વલ્લભભાઇ જેલમાં બિરાજે છે તેમને માટે તમે એટલું પણ ન કરો? હું મારા તરફથી તમને એટલું કહું કે ખાદીએ જે પ્રગતિ કરી છે તે પ્રગતિ ન કરી હોત તો આજે આપણે જે આ લડત ઉપાડી છે તે ન ઉપાડી શકત. એ પ્રગતિથી જ મને આશા બંધાઇ કે હિંદુસ્તાનમાં શાંતિનો સંદેશો પહોંચ્યો છે. કારણ ખાદી જેને ગમે છે તેને શાંતિ પ્રિય હોવી જોઇએ. જે શાંતિમાં ન માનતો હોય, જેને અહિંસા વિષે વિશ્વાસ ન હોય તે માણસ કાં તો બાહ્ય મર્યાદા જાળવવા ખાતર, કાં તો લોકોને છેતરવા ખાતર, કાં તો ખાદીને વટાવવા ખાતર પહેરતો હશે.

## સરકાર મૂંઝાઈ પડી છે

હવે તમે જે બીજી વસ્તુ માટે આવો છો તેને વિષે થોડું કહું. પરમ દિવસે પોણોસો માણસ લઇને હું કૂચ કરવાનો છું. સૌ એમ ગોખી રહ્યા છે કે એક દારુણ યુદ્ધ થવાનું છે; અને દુનિયાના માણસો એનું અવલોકન કરી રહ્યા છે.

તમે જોશો કે તમે સૌ અહીં નિર્ભયપણે આવી શકો છો. પણ ગોળીના બાર ચાલતા હોય ત્યારે તેની સામે તમે ઊભા રહી શકો એમ હું નથી માનતો. હવે ધારો કે સત્યાગ્રહના યુદ્ધને

બદલે મેં જાહેર કર્યું હોત કે હું ૧૨ મી તારીખે ગોળીબાર ચલાવવાનો છું, અથવા લાઠી ચલાવવાનો છું; અથવા ગોળીઓ અને લાઠીઓની વાત જવા દો, કાંકરા ચલાવવાનો છું, કે જેને મળું તેને તમાચા મારવાનો છું, તો શું સરકારે મને અત્યાર સુધી છૂટો મૂકયો હોત કે? દુનિયાના ઇતિહાસમાં તમે એવો એક પણ દાખલો ન બતાવી શકો કે જ્યાં બાદશાહતને ગોળે ઉડાડવાની નોટિસ આપનાર માણસને બાદશાહ અથવા પ્રજાતંત્ર સહન કરે,—પછી તે અમેરિકા હોય કે રશિયા હોય? જ્યારે આજે અહીં તો સરકાર મૂંઝાઇ પડી છે.

આજે તો હું મીઠાનો કાયદો તોડવાની વાત કરૂં છું. પણ હું કાલે જાહેર કરૂં કે અમે સાબરમતીમાં ડૂબી મરવાના છીએ તો સરકાર શું કરે, તમે શું કરો? સરકાર કદાચ અમને ડૂબી મરતા અટકાવવા આશ્રમને ઘેરો ઘાલે, અને તમે અમને વીનવવા આવો. પણ એમ તટસ્થ રહીને જોવા માટે તમે આજે આવ્યા નથી. આ વસ્તુ તમને ભાવે છે. કાનૂનભંગ અને જેલથી મેં તમને એટલા પરિચિત કરી મૂકયા છે કે તમને એને વિષે રસ છૂટે છે. ત્યારે હું તમને કહું છું કે એક પગલું આગળ ચાલો. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંમાંથી દસદસ માણસ પણ જો મીઠું પકવવા નીકળી પડે તો આ રાજ શું કરી શકે? હજી કોઇ બાદશાહ એવો નથી જન્મ્યો કે જેણે વગર કારણે કોઇને તોપગોળે ચડાવ્યા હોય. એમ શાંતિથી કાનૂનભંગ કરીને આપણે સહેજે સરકારને કાયરકાયર કરી મૂકી શકીએ એમ છે. તમે બધા આ લડતનું રહસ્ય સમજો એટલા માટે આ કહું છું. જો તમને એમાં રસ ન હોય તો બહેતર છે કે મારો અને તમારો વખત ન બગાડો.

## સૈનિકો આપો

સંભવ છે કે તમે કેવળ આશીર્વાદ દેવા આવતા હો. જે આશીર્વાદ દેવા આવે છે તે સહાય પણ કરે છે. હું તમારી પાસે

કોડી નથી માગતો. હું આશા રાખું છું કે આ લડત ઓછામાં ઓછે પૈસે લડાશે. ખેડા સત્યાગ્રહ વખતે પૈસા આપવાની અનેક માગણીઓનો મારે ઇનકાર કરવો પડયો હતો. બારડોલી સત્યાગ્રહમાં જે પૈસા આવેલા તેમાંના ઘણા બચ્યા છે અને રચનાત્મક કાર્ય માટે વપરાય છે. એમ પૈસા તો જ્યારે જોઇએ ત્યારે મળી રહેશે; એ મારી કે વલ્લભભાઇની બલિહારી નથી, સત્ય અને અહિંસાની બલિહારી છે. જ્યારે અવસર આવશે ત્યારે તમે પૈસા આપોઆપ આપશો. પણ આજે તો હું ઇચ્છું છું કે તમે હિંમત કેળવો અને આ લડતને માટે જેટલા અપાય તેટલા સ્વયંસેવક આપો. શરત માત્ર એક જ છે કે તમે સૌ શાંતિથી સ્વરાજ લેવામાં માનતા હો. હું જે ટુકડી લઇ જાઉં છું તે ટુકડીમાં તો અહિંસાનો ધર્મ માનનારા જ હશે. પણ તમે તો અહિંસાને ઉત્તમ વ્યવહાર માનતા હોય તોપણ એમાં જોડાઇ શકો છો. સરદાર વલ્લભભાઈ આજે જેલમાં બિરાજે છે, હું અને મારી ટુકડી પણ કદાચ કાલે ઊડી જઇશું, તો સૈનિકોની ધારા અખંડ ચાલુ રાખવાની તમારી તાકાત હોવી જોઇએ. ઇશ્વર એ અવસરને પહોંચી વળવાની તમને શક્તિ આપો.

# વસિયતનામું*

## મારા પકડાયા પછી શું કરશો?

એવું સાવ સંભવિત છે કે આજે તમારી પાસે આ મારું છેલ્લું વ્યાખ્યાન હોય. સવારના જો સરકાર મને કૂચ કરવા દેશે તો પણ આ સાબરમતીને પવિત્ર કાંઠે તો આ છેલ્લું જ ભાષણ હશે. અથવા મારી જિંદગીનું પણ આ છેલ્લું ભાષણ હોય.

મારે જે કહેવાનું હતું એ ગઈ કાલે તમને સમજાવી ગયો. આજે ભવિષ્યમાં તમારે શું કરવું ઘટે છે તે હું તમને કહીશ. એમ ધારી લો કે આવતી કાલે સવારે સરકારે મને પકડી લીધો હોય અને મારા સાથીઓને પકડી લીધા હોય, તોપણ જલાલપુર લગીનો જે કૂચનો ક્રમ છે તે ચાલવો જ જોઇએ, અને એ માટે જે ભરતી થવી જોઈએ એ ગુજરાતમાંથી જ થશે. છેલ્લા પંદરવીસ દિવસ થયાં હું જોઉં છું અને સાંભળું છું તેથી મને ખાતરી છે કે ભરતીમાં માણસોની અખંડ ધારા ચાલ્યા જ કરશે.

પણ અમે બધા પકડાઇ જઇએ તોપણ અશાંતિ મુદલ ન જ થાય. આપણી તમામ શક્તિનો શાંતિને માર્ગે જ ઉપયોગ કરવાનો છે. કોઈ પણ માણસ ગુસ્સામાં આવી ન કરવાનું ન કરે એવી મારી વિનંતિ છે અને આશા છે. આ મારા શબ્દો આખા હિંદુસ્તાનમાં પહોંચી જાઓ. જો આ ટુકડી ખપી જાય, અને હું પણ ખપી જાઉં તો મારું કાર્ય તો પૂરું થયું. ત્યારપછી મહાસભાની વર્કિંગ કમિટી જે પ્રમાણે દોરે તે પ્રમાણે તમારે દોરાવાનું છે. જે ઠરાવ વર્કિંગ કમિટીએ કરેલો છે તેનો આ અર્થ છે. મારા સાથીઓ જેઓ અહિંસાને ધર્મ તરીકે

---

* કૂચની આગલી સાંજે આશ્રમની પ્રાર્થનામાં આપેલું વ્યાખ્યાન.

માનતા હોય તેમના હાથમાં એ લગામ આ પછી પણ હશે. પણ આપણે માની લેવું જોઈએ કે મહાસભાને જે કાર્યક્રમ ગોઠવવો હોય તે ગોઠવી શકે છે. જ્યાં સુધી હું જલાલપુર ન પહોંચ્યો હોઉં ત્યાં સુધી મહાસભા તરફથી જે વસ્તુની મેં માગણી કરી છે તેથી વિરુદ્ધ કશું ન થાય, પણ સરકાર મને ઉઠાવી લે તો સામાન્ય રીતે પૂરી જવાબદારી મહાસભા ઉપર આવે છે. તેથી જે માણસ અહિંસાને વ્યવહાર નહિ પણ ધર્મ તરીકે માનતો હશે તે બેસી નહિ જશે પણ મારી સાથેનો મહાસભાનો સંકેત તૂટી પડે છે. એટલે પછી નામો નોંધાવવામાં શિથિલતા ન રહેવી જોઈએ. જે જે ઠેકાણે મીઠાના કાયદાનો ભંગ કરી શકાય તેતે ઠેકાણે એ શરૂ થઈ જવો જ જોઈએ. આ ભંગ કરવાના ત્રણ રસ્તા છેઃ જ્યાં મીઠું સહેજે પકાવી શકાય ત્યાં પકવવું એ ગુનો છે; એ જેઓ લઈ જશે અને વેચશે તે ગુનો કરશે; અને જકાત વિનાનું મીઠું વેચાતું લેનાર પણ ગુનો કરશે. મીઠાનો કાયદો તોડવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. જલાલપુર તાલુકામાં દરિયાકિનારે ઘણું કુદરતી મીઠું પડેલું છે. એ ઉપાડવું એ ગુનો છે. એની ફેરી કરવી એ ગુનો છે. એટલે આને અંગે જે જે કરવા ઇચ્છીએ એ કરી શકીએ છીએ.

## તમે તમારા જ નેતા બનો

પણ આ એક જ કામ કરીને બેસી રહેવાનું કામ નથી. પણ જ્યાં સ્થાનિક કાર્યકર્તા હોય, મહાસભાની બંધી ન હોય, કાર્યકર્તામાં આત્મવિશ્વાસ હોય, ત્યાં જેમને જે યુક્તિ સૂઝે તે ઉપયોગમાં લઈ શકે છે. મારી એક જ શરત છે. શાંતિ અને સત્યને માર્ગે સ્વરાજ મેળવવાની પ્રતિજ્ઞા કરેલી છે તેનું પાલન કરીને જેને જે કરવું હોય તે કરવાની છૂટ છે. પણ એનો અર્થ એવો નથી કે દરેક માણસ પોતાની જવાબદારી ઉપર ગમે તે કરવા મંડી જશે. જ્યાં નેતા હોય ત્યાં નેતા જેટલું કહે તેટલું લોકો કરે, પણ જ્યાં નેતા જ ન હોય અને માત્ર ખોબા જેટલા માણસોને આ કાર્યક્રમમાં વિશ્વાસ હોય તો તેવા પાંચસાત પણ આત્મવિશ્વાસથી જે કરવું હોય તે કરવાને તેમનો અધિકાર છે;

અધિકાર જ નહિ ધર્મ છે. આ જગતના ઇતિહાસમાં જ્યાં જ્યાં પ્રજાને દોરનારા માણસો આગળ આવ્યા હતા ત્યાં ત્યાં તેઓ આવા આત્મવિશ્વાસ, દ્દઢતા અને વીરતાવાળા હતા. અને આપણામાં સ્વરાજ લેવાની ઉગ્ર ઇચ્છા હોય તો એટલો આત્મવિશ્વાસ આપણામાં હોવો જોઇએ કે સરકાર જેમજેમ આપણા માણસોને પકડતી જાય તેમતેમ આપણી નીડરતા વધતી જશે અને માણસો મળતા જ જશે.

મને લઈ જાય એટલે કોઈ એમ ન માને કે હવે કોઈ દોરનારો રહ્યો નથી. દોરનારો હું નથી. એ તો જવાહરલાલ છે. એમનામાં દોરવાની શક્તિ છે. પણ ખરી વાત તો એ છે કે હવે દોરવાપણું કશું રહ્યું નથી. જ્યાં નિર્ભયતાનો મંત્ર મળ્યો છે, જ્યાં મરવાનો મંત્ર મળ્યો છે, ત્યાં કોણ કોને દોરશે ? પણ જો આપણામાં નીડરતા નહિ હશે, હિંમત નહિ હશે તો તે આપણને જવાહરલાલ પણ આપી શકવાના નથી.

## સર્વ રીતે સરકારનો સહકાર છોડો

બીજાં અનેક કામો રહેલાં છે જ. દારૂનાં પીઠાંની ચોકી વિદેશી કાપડની ચોકી કરી શકીએ. મહેસૂલ આપવાનું બંધ કરવાની શક્તિ હોય તો તે બંધ કરીએ. વકીલ હોઇએ તો વકીલાત છોડીએ. અસીલ હોઈએ તો અદાલત છોડીએ. સરકારી નોકર હોઇએ તો સરકારી નોકરી છોડીએ. આજે તો એટલી નિરાશા ચોમેર ફેલાઇ રહી છે કે નોકરી જાય તો અંધેરાટી છૂટે છે. એવી નિરાશા રાખનારા કોઈ પણ સ્વરાજને લાયક નથી. પણ એ નિરાશા શાને ? સરકારી નોકરો બહુબહુ તો દેશમાં પાંચસાત લાખ હશે. તો એ સિવાયના બીજા કયાં જાય ? સ્વતંત્રતાના જમાનામાં પણ એથી વધારે સરકારી નોકરો નહિ હશે: કારણ આજે કલેક્ટરની પાસે જેટલા ગુમાસ્તા છે તેટલા ગુમાસ્તાની સ્વરાજના કલેક્ટરને જરૂર ન રહેશે. કલેક્ટર પોતે જ ગુમાસ્તો બનશે. આ ભિખારી દેશમાં કલેક્ટરને એક માણસ કાગળો ઉપાડવાને, બીજો માણસ ઝાડુ કાઢવાને, ત્રીજો માણસ પાયખાનાં સાફ કરવાને, ચોથો માણસ રાંધવાને અને પાંચમો માણસ કાગળો લાવવા લઇ જવાને

હોય એ કેમ પોષાય? એવા લખલૂટ ખરચ આપણો કંગાળ દેશ ન જ સહન કરી શકે. એટલે આપણામાં સમજ આવી હોય તો આપણે સરકારી નોકરી છોડીએ પછી જજ હોઇએ કે જજના પટાવાળા હોઇએ. પણ જજને એ વસ્તુ વસમી લાગે. પટાવાળાને શા સારૂ લાગે? પટાવાળાને તો ગમે ત્યાં મજૂરી કરે એટલા પૈસા મળી રહેશે. સ્વતંત્રતાના કોયડાની જાડામાં જાડી આ સમજ છે. જે જે અને જેટલી રીતે સરકારનો સહકાર કરતા હોઇએ—મહેસૂલ આપીને, ખિતાબ ધારણ કરીને, અદાલતમાં જઇને, નોકરી કરીને, શાળાવિદ્યાલયોમાં બાળકો મોકલીને, તેમાંથી બધાં અથવા થાય તેટલાંનો ત્યાગ કરીને માણસ અસહકાર કરી શકે છે જેને જે સાધન ધટાવવાં હોય તે ધટાવી લે: અને આ બાબતમાં સ્ત્રીઓ પુરુષોના જેટલો જ ભાગ લઇ શકે.

### આ યુદ્ધ બંધ ન થાય

આને સૌ મારૂં વસિયતનામું ભલે સમજે. કૂચ કરતાં પહેલાં કે જેલ જતાં પહેલાં આટલો જ સંદેશો આપવાનો છે. જે યુદ્ધનો આરંભ આવતી કાલથી અથવા હું એકાદ કલાકમાં પકડાવાનો હોઉં તો ત્યારથી થવાનો છે, તે યુદ્ધ સ્વરાજ મળતાં સુધી કદી બંધ ન થાય. અમારી ટુકડી પકડાય તો દસ ટુકડી તૈયાર છે એવું સાંભળવાને હું આતુર રહીશ. અત્યારે હિંદુસ્તાનમાં મારૂં આદરેલું કામ પાર ઉતારનારા પડયા છે. હું માનનારો છું કે આપણો કેસ સાચો છે. આપણાં સાધન શુદ્ધમાં શુદ્ધ છે. અને જ્યાં શુદ્ધ સાધન છે ત્યાં પરમેશ્વર છે. એમ ત્રણ વસ્તુનો જ્યાં મેળાપ થાય છે ત્યાં હારવા જેવી વસ્તુ હોય જ નહિ. સત્યાગ્રહી જેલની બહાર હોય કે જેલની અંદર હોય, તે સદા યે જીતેલો જ છે. જો તે સત્ય છોડે, શાંતિ છોડે, અંતર્નાદને ન સાંભળે તો તે હારે. એટલે જો સત્યાગ્રહીને હારજીત હોય તો તેનો કર્તા સત્યાગ્રહી પોતે છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરે અને કાલે પ્રાતઃકાળે આરંભ થનારા યુદ્ધમાં વિઘ્ન ન આવો એવી મારી અને તમારી પ્રાર્થના હો.

# પ્રયાણ આરંભતાં પહેલાં

**આ**શ્રમમાં હમણાં માણસોની ભીડનો પાર નહોતો એ સૌ કોઇ જાણે છે. પ્રાર્થનાભૂમિ ઉપર પણ છાપાંના ખબરપત્રીઓ આવવા લાગ્યા હતા અને ગાંધીજીના ' વ્યૂહ ' જાણવા માટે લોકોનાં ટોળેટોળાં ઊલટયાં હતાં. પણ ગાંધીજી પોતાના ' વ્યૂહ ' કેવી રીતે પ્રગટ કરતા તે તો ' કસોટી અને તૈયારી 'નો લેખ વાંચનારા સારી પેઠે જાણે છે. હવે આ લેખમાં ગાંધીજીની પાસે પહોંચી જેમને વાતો કરવાની તક મળતી તેમની અનેક વાતોનો પ્રશ્નોત્તરીરૂપે સાર આપવા ઇચ્છું છું.

## શબ્દોથી હું મોહાતો નથી

પ્ર૦ આપ કઈ જાતનું રાજતંત્ર માગો છો?

ઉ૦ જે તન્ત્ર પ્રજાની ઇચ્છાને વશ વર્તે અને તેનો અમલ કરે તે.

પ્ર૦ આપને પ્રજાકીય તંત્ર જોઇએ ના?

ઉ૦ એનું નામ હું નહિ પાડું. કારણ નામોનો મને મોહ નથી, અને તંત્રના રૂપ કે આકાર વિષે મને પડી નથી.

પ્ર૦ પણ એની નીતિરીતિ વિષે તો હશે ને?

ઉ૦ એ વિષે તો અવશ્ય. મને નથી પડી તે તો એ તંત્રના આકાર વિષે.

પ્ર૦ ત્યારે તો રાજાસત્તાક વિષે આપને વાંધો નહિ હોય?

ઉ૦ મેં કહી જ દીધું છે કે મારો નામની સાથે ઝગડો નથી.

પ્ર૦ ત્યારે આપનું પ્રજાકીય તંત્ર કેવા પ્રકારનું હશે ?

ઉ૦ મને તેની ખબર નથી: મને તો એની નીતિમાં જ રસ છે. અને નીતિ એટલે પ્રજાની ઇચ્છાને પહોંચી વળવાનો સાધનમાર્ગ. એ સાધન બે જ હોઈ શકે: એક દગો, છળકપટ અને હિંસા; બીજું અહિંસા અને સત્ય. દગામાં હિંસા આવી જ જાય છે. અહિંસામાં એને સ્થાન નથી.

પ્ર૦ ત્યારે અહિંસા સાથે દગોફટકો ન હોય ?

ઉ૦ ના; નહિ જ હોય. દગોફટકો એ જ એક જાતની હિંસા છે.

પ્ર૦ પણ મેં તો અહિંસા સાથે દગોફટકો ભાળ્યો છે. ચીન દુનિયાના એક શાંતમાં શાંત દેશ હોવાની ખ્યાતિ પામ્યું છે. એના દગાફટકાની વાતો કરવા બેસું તો આપને કંપારી છૂટે.

ઉ૦ ફરી કહી દઉં કે શબ્દો મને આંજતા નથી. પ્રજા તરીકે ચીનાઓ જગતમાં શાંતમાં શાંત પ્રજા છે. પણ તેમનામાં દગોફટકો હોય જ તો તે શાંતિ સાચી નહિ હોય, સ્વેચ્છાપૂર્વકની નહિ હોય. મારા કાર્યમાં દ્વેષ ન દેખાતો હોય છતાં દિલમાં તે ભરેલો હોય, તો હિંસક તો કહેવાઉં જ. હું જે અહિંસા અને શાંતિની વાત કરૂં છું તે તો હૃદયબળની પ્રસાદી છે. એ શાંતિ, એ અહિંસા મારામાં હોય તો વેરઝેર હોય જ નહિ. હિંસા માત્ર કાયિક જ હોય એમ નથી. હું તો દરેકના હૃદયમાં ઘૂંટડો ઉતારવા માગું છું કે કાયિક, વાચિક કે માનસિક હિંસાથી મારે હિંદને માટે સ્વરાજ નથી મેળવવું. એ શક્ય છે કે અશક્ય છે એ નોખો સવાલ થયો. અત્યારે મારે માટે આટલું બસ થશે: જે માણસ વ્યૂહ ઘડી કાઢે અને પ્રજાને દોરે તે અણિશુદ્ધ હોવો જોઇએ, તેનામાં અહિંસા અને સત્ય હોવાં જોઇએ. અહિંસા આપોઆપ કામ કરે છે, કૃત્રિમ રીતે પરપ્રેરણાથી કામ નથી કરતી. આથી જ અહિંસાની સારી યોજના પાર ઉતારવા મેં મહાસભાની કાર્યવાહક સમિતિ પાસેથી અબાધિત સત્તા માગી લીધી.

## વિદેશી માલનો બહિષ્કાર વિ૦ સવિનય ભંગ

પ્ર૦ ગાંધીજી! આપને નથી લાગતું કે પરદેશી માલનો બહિષ્કાર એ સવિનય કાનૂનભંગ કરતાં વધારે અસરકારક થાત?

ઉ૦ અનેક વર્ષો ઉપર પરદેશી માલના બહિષ્કારની ઠાલી બૂમ મેં સાંભળી હતી. અને મેં એને બદલે વિદેશી વસ્ત્રબહિષ્કાર મૂકયો. એની કાંઇક અસર થઇ, પણ તમામ વિદેશી માલના બહિષ્કારની તો કશી જ અસર નથી પડી.

પ્ર૦ મને લાગે છે કે બંગાળમાં બ્રિટિશ માલનો બહિષ્કાર ઠીક સફળ થયો હતો, પણ બીજા પ્રાંતોએ એને ઉપાડી ન લીધો

ઉ૦ ના, એ તૂટી પડયો; અમદાવાદ અને મુંબાઇની મિલોએ ભળતું જ કાપડ મોકલી દેશને દગો દીધો, અને જો શુદ્ધ મિલનું કાપડ મોકલ્યું તો તેના દમ બાંધીને ભાવ લીધા.

પ્ર૦ મારૂં કહેવું પણ એમ જ છે. આ વસ્તુને પૂરી ગંભીરતાથી અજમાવવામાં આવી નહોતી.

ઉ૦ એમ જ હોય તો તો લોકો એનો અખતરો ફરી જોવા તૈયાર ન હતા એમ થયું. મારી વાત પૂછો તો તો મને એ વસ્તુમાં વિશ્વાસ જ નહોતો, એટલે હું એને શી રીતે ટેકો આપી શકું?

પ્ર૦ પણ સવિનય કાનૂનભંગ કરતાં વિદેશી વસ્ત્રબહિષ્કાર કરવો વધારે સહેલો નથી?

ઉ૦ ના, વધારે મુશ્કેલ છે. વિદેશી વસ્ત્રબહિષ્કારમાં ૩૦ કરોડ પ્રજાનો સહકાર જોઇએ, જ્યારે સવિનય કાનૂનભંગ તો દશ હજાર તેજ સ્ત્રીપુરુષો નીકળી આવે તો બેડો પાર થાય.

પ્ર૦ એ કેવી રીતે? એ બધાંને જેલમાં પૂરવામાં આવશે એટલે થઇ રહ્યું.

ઉ૦ એ બાજી ખેલી જુએ તો ખરા. આ લોકોની અપેક્ષા કરતાં પહેલાં સરકારે એમને ફાંસીએ લટકાવવા પડશે. આ માણસો સાચા અને ટેકવાળા હશે તો ઠેઠ સુધી સરકારને પજવ્યા જ કરશે.

પ્ર૦ જેલમાં પણ ?

ઉ૦ વાત તો એ છે કે સરકાર એમને લાંબો વખત જેલમાં નહિ રાખી શકે. સાચું કહીએ તો ૧૯૨૧માં આપણી પાસે ૫,૦૦૦ પણ શુદ્ધ સત્યાગ્રહીઓ નહોતા. રાજદ્વારી કેદીમાત્ર સવિનય કાનૂન-ભંગી હોય જ એમ નથી.

## ખુનામરકીનું જોખમ

પ્ર૦ આપની ચળવળને પરિણામે ખુનામરકી ન થાય ?

ઉ૦ થાય; બાકી, મારો પ્રયત્ન તો હિંસાને રોકવાનો જ છે. અત્યારે હું કલ્પી રહ્યો છું તેવી અહિંસાત્મક હિલચાલ ન હોય તો દેશનો આ તંત્રના સામેનો વિરોધ ખુનામરકીમાં જ પરિણમે. મારી લડત એ વિરોધને સાચે માર્ગે વાળવાની છે.

પ્ર૦ હા, મેં સાંભળ્યું છે ખરું કે આપ હિંસાને રોકવાને માટે જ આ લડત માંડી રહ્યા છે.

ઉ૦ એ તો એક કારણ થયું પણ એ જ એક કારણે મેં આ લડતનો આરંભ નથી કર્યો. મારી પાસે તો આથી પણ વધારે સબળ કારણ છે, અને તે એ કે અહિંસાએ જો પોતાનું પોતાપણું સાબિત કરવું જ હોય તો તે આજે જ કરી શકે એમ છે. કેટલેક ઠેકાણે અહિંસાને નિષ્ક્રિય અને નામર્દોના સાધન તરીકે ઓળખવામાં આવે છે તે ખ્યાલને ખોટો પાડવો જ રહ્યો. અને અત્યંત અસરકારક રીતે એનો અમલ થાય ત્યારે તો બહારનાં ઘાતક વિઘ્નો છતાં એ એનું કામ કર્યે જશે. અહિંસાનો સ્વભાવ જ એવો છે કે આ બધા બાહ્ય અંતરાયો તેની આગળ પીગળી જશે. બીજી બાજુ જોશું તો દગો અને રાગદ્વેષ જેવા આંતરિક અંતરાયો આ હિલચાલને ઘાતક નીવડશે. અત્યાર સુધી હું કહેતો હતો: ‘ હિંસાનાં બળો ઉપર મને કાબુ મેળવવા દો.’ હવે મને લાગે છે કે અહિંસાને પૂરી રીતે અમલમાં મૂકીને જ આ હિંસાનાં બળો ઉપર હું કાબુ મેળવી શકીશ જ.

પણ લોકો મને કહે છે: 'ઇતિહાસનું હિંદમાં યે પુનરાવર્તન થશે.' એ થવાનું જ હોય તો ભલે થતું. આથી કાંઇ મારે મારી લડત પડતી મૂકવી ન જ જોઇએ. જો તેમ કરૂં તો હું કાયરતાના દોષને પાત્ર થાઉં. હિંસા ઉપર રચાયેલી આ સરકાર સાથે જીવસાટે લડવું જ જોઇએ. એમ કરીને જે અરાજક ગુપ્ત ખુનામરકી ચાલી રહી છે તે ઉપર કાબુ મેળવી શકીશ. સાચી અને આપોઆપ કામ કરતી અહિંસાનો જ્યારે પ્રયોગ થશે ત્યારે જનતા અવશ્ય પોતાનો પુરુષાર્થ બતાવશે.

## ચમત્કાર

પ્ર૦ પણ આપ ગિરફતાર થશો એટલે લડત આપના હાથમાં નહિ હશે તો ?

ઉ૦ દક્ષિણ આફ્રિકામાં લડતના પાછલા ભાગમાં ખૂબ ચેતન આવ્યું હતું તે કાંઇ મારે લીધે નહોતું આવ્યું. લડત મારા હાથમાં ત્યારે નહોતી જ. હજારોએ અંતરની ઊર્મિથી લડતમાં ઝુકાવ્યું. મે તો એમનાં મોં સરખાં જોયાં નહોતાં. એમને ઓળખતો તો હું કયાંથી જ હોઉં ? તેમને લાગ્યું કે જોડાવું જ પડશે, અને તેઓ જોડાયા. કદાચ તેમણે મારૂં નામ સાંભળ્યું હશે. આંખના પલકારામાં તેમને દસી ગયું કે એ લડત તેમના છૂટકારા માટેની હતી. તેમને એટલી ખાતરી થઈ હતી કે આ એક માણસ ત્રણ પાઉંડના કર માટે ઝૂઝી મરવા તૈયાર હતો. અને તેમણે ઝંપલાવ્યું. તેમની સામે કેવી કેવી મુશ્કેલીઓ હતી ? તેમની ખાણોનાં કેદખાનાં બન્યાં. રાતદિવસ એમના ઉપર જુલમ ગુજારી રહેલાઓ એમના દરોગા થયા. તેઓ જાણતા હતા કે તેમના ઉપર રૌરવ નરકના જુલમ ઊતરશે. છતાં તેઓ ડગ્યા નહિ, અંચકાયા નહિ. એ તો એક ચમત્કાર હતો.

## આખરી ફેંસલો

પ્ર૦ પણ આ લડતથી દેશમાં વધારે તડાં નહિ પડે ?

ઉ૦ મને એવો ભો નથી. જેમ હિંસાનાં બળો કાબૂ તળે લાવી શકાશે તેમ કુસંપનાં બળો વિષે પણ છે. પણ ભય તો બીજો છે: હિંસાવાળો પક્ષ મારી વિનંતિઓને ન માને, અને જનતા આંધળિયાં કરે. હું આશાવાદી છું, મનુષ્ય સ્વભાવમાં મારી અતૂટ શ્રદ્ધા છે. બનવાજોગ છે કે આ શેખસલ્લીના વિચારો હોય. પણ કોઇ પણ સરદાર આવનારી બધી આફતોની ગણતરી કરી શકતો નથી. મારે માટે તો આ આખરી ફેંસલો છે. લડત કાંઇ મારે માગ્યે નથી આવી. હું તો મારી ઘણી નામરજી છતાં કલકત્તા ખેંચાયો હતો. મારે વળી સમાધાનીમાં પડતું પડયું. કાંઇ નૈતિક સિદ્ધાન્તનો વાંધો નહોતો એટલે વળી મારે બે વર્ષને બદલે એક વર્ષ કરવું પડયું. લાહોરમાં લગભગ દરેક ઠરાવ મારે વિચારવો પડ્યો અને ઘડવો પડયો. ત્યાં હિંસા અને અહિંસાની બાજી ચાલી રહી હતી, અને છેવટે મને લાગ્યું કે અહિંસાનો હિંસા ઉપર વિજય થયો.

## આ મુહૂર્ત કહેવાય?

પ્ર૦ આપે પહેલાં કહ્યું હતું કે સવિનય ભંગ માટે મુહૂર્ત નથી હજી. આજે એવું તે શું થયું છે કે આપે આપનો વિચાર ફેરવ્યો છે?

ઉ૦ મને ખાતરી છે કે મુહૂર્ત આવી ચૂકયું છે. કારણ કહું? બહારનું તો ખાસ કંઇ નથી બન્યું, પણ મારા મનમાં જે ગડમથલ ચાલી રહી હતી અને જે મને અત્યાર સુધી રોકતી હતી તે હવે શમી ગઇ છે. મને હવે પાકી ખાતરી છે કે લડતનો સમય બરોબર આવ્યો છે; અરે, ક્યારનો થઇ ગયો છે.

પ્ર૦ ત્યારે એ અંતરની ગડમથલ શી હતી?

ઉ૦ તમે જાણો છો કે હું અહિંસાને દૃષ્ટિમાં રાખીને જ બધી પેરવી કરતો હતો. પણ વધતી જતી હિંસાની સામે મારે એ વિચારને વર્તનમાં કેવી રીતે મૂકવો એ મને સૂઝતું નહોતું. હવે મને દીવા જેવું સાફ દેખાય છે કે આજે મેં લીધેલા માર્ગથી હું ખુનામરકીનું જોખમ હળવું કરૂં છું.

પ્ર૦ આપને ખાતરી છે કે મીઠાની લડત આપને જેલ અપાવશે?

ઉ૦ એ વિષે મને કશી શંકા નથી. એ કેટલો વખત લેશે એ હું ન કહી શકું. પણ લોકો ધારતા હશે તેથી વહેલું એ આવશે. મને લાગે છે કે કટોકટીનો મામલો આવી પહોંચશે, અને પરિણામે યોગ્ય પરિષદ ભરાશે. એ પરિષદ ગોળમેજી ન હોય, પણ ચતુષ્કોણ મેજી હશે; તેમાં હાજર રહેનાર દરેક સભ્યને પોતે કયાં છે તેનું સંપૂર્ણ ભાન હશે. પરિષદની ચોકસ રેખા શી હશે તે હું અત્યારે કહી શકતો નથી. પણ એ પરિષદ સમોવડિયાઓની હશે, અને તેમાં તેઓ હિંદમાં સ્વાતંત્ર્ય બંધારણ સ્થાપવા માટેનાં સાધનો શોધવા એકસાથે વિચાર કરશે.

## વાઇસરૉયની મુલાકાત વિષે

પ્ર૦ વાઇસરૉય સાથેની વિષ્ટિનો એકાએક અંત આણવા માટે આપ જવાબદાર નથી?

ઉ૦ મને ખબર છે કે લોકોના અમુક ભાગમાં આવી માન્યતા છે. લોકોએ થોડોક વખત મને ઠપકો આપ્યો. પણ હવે તેઓ સાચી વાત શી હતી તે જાણી ગયા છે.

પ્ર૦ આપને પૂરી ખાતરી છે કે આપે એ પગલું લીધું ત્યારે આપ જુવાનિયાઓના વિચારથી દોરવાયા નહોતા?

ઉ૦ ના; જરાય નહિ. ગોળમેજી પરિષદ વિષે મેં કંઈ લાંબી આશા રાખી જ નહોતી. મારાથી જવાય એટલો દૂર હું ગયો. પણ મેં તો આ મૂળ મુદ્દા ઉપર જ ભાર મૂકયો હતોઃ હિંદુસ્તાનને સારૂ 'ડુમિનિયન સ્ટેટસ'ની યોજના ઘડવાને માટે જ પરિષદ હોય. વાઇસરૉયે જો આની 'હા' કહી હોત, તો મેં ખુશીથી એમને બીજા મુદ્દાઓની ચર્ચા કરવા દીધી હોત.

પ્ર૦ ત્યારે એ યોજના થોડા વર્ષ પછી અમલમાં આવતે તો આપને વાંધો નહોતો?



ઉ૦ જો એ યોજનાનો અમલ લાંબે સમયે થવાનો હોત તો તો મેં તેને ફગવી દીધી હોત. પણ વાઇસરૉય સાથેની મુલાકાત વિષે આપણે વાત ન કરીએ. લોકોને એ વિષે કોઇ દિવસ વધુ ખબર પડશે. હું તમને ખાતરી આપું છું કે ' ડુમિનિયન સ્ટેટસ 'ની સાચી યોજના ઘડવાનો ત્યાં પ્રશ્ન જ નહોતો.

## અગિયાર માગણીઓ

પ્ર૦ હવે આપની જાણીતી અગિયાર માગણીઓ વિષે. ધારો કે એમાંની કેટલીક કબૂલ કરવામાં આવે તો આપ સમાધાન કરો ?

ઉ૦ કેટલીક મુખ્ય માગણીઓ સ્વીકારવામાં આવે અને બાકીની માગણીઓ વિષે વચન આપવામાં આવે કે તે વહેલામાં વહેલી તકે સ્વીકારાશે તો પરિષદ વિષે હું વિચાર કરું. પરંતુ આ બધી માગણીઓનું ન્યાયીપણું સ્વીકારાવું જ જોઇએ તમે સંમત થશો કે આ માગણીઓમાં નવું કંઇ નથી. ઠેઠ દાદાભાઇ નવરોજીના જમાનાથી એમાંની ઘણી માગણીઓ મુકાતી આવી છે.

પ્ર૦ ધારો કે દીવાની અને લશ્કરી ખર્ચને ઘટાડવાની આપની માગણી મંજૂર રાખવામાં આવે તો એ એમની 'શુદ્ધ દાનત'નો પુરાવો ન ગણાય ?

ઉ૦ તો હું મારી સ્થિતિનો ગંભીરપણે ફરીથી વિચાર કરું ખરો. પણ આ બધું એ માગણીઓ કેવા ભાવથી મંજૂર રખાય છે તેના ઉપર આધાર રાખે છે.

# પ્રયાણ

**અમદાવાદનાં** હજારો શહેરી ભાઈબહેનો ૧૧મીની રાતે જાગ્યાં. હજારોએ આશ્રમને ઘેર્યું. રાતના અફવા ઊડ્યા જ કરીઃ 'એ આવ્યા.' મારા કાનમાં બેવાર કોઇ ગંભીર મોઢે કહી ગયુંઃ 'પાયાદાર ખબર છે કે ખાસ ટ્રેન આજે સાંજે આવશે, ને તમને માંડલે મોકલવા સારૂ લઇ જશે.' જેલ અને ન-જેલ મારે સારૂ એક જ વસ્તુ હોવાથી મારી ઉપર આ ખબરની અસર ન થઈ. હું તો નિરાંતે સૂતો. પણ મારી આસપાસ રહેલા મજૂરો અને માલિકોને મને વીંટળી રહેલા જોઇ આનંદ થયા વિના ન રહ્યો. 'એ' તો ન આવ્યા. અને ધારેલે ચોઘડિયે, ધારેલી પળે ઇશ્વરે અમને રવાના કર્યા. ચંડોળા તળાવ લગી વળાવવા આવેલા લોકોની હાર વચ્ચેથી અમે પસાર થયા. આ દૃશ્ય હું કદી ભૂલી શકું તેમ નથી. મારે સારુ આ ઇશ્વરના આશીર્વાદ હતા. આવા દૃશ્ય છતાં હું કેમ માનું કે આ યુદ્ધને વિષે જીત નથી? ધનિક અને નિર્ધન બન્ને પોતાના પ્રમાણમાં જ હાજર હતા. જો આ દૃશ્યનો કંઇ અર્થ હોય તો તે એ છે કે, તે આટલો તો છે જ કે બધા લોકોને સ્વાધીનતા જોઇએ છે, ને એ સ્વાધીનતા તેઓ શાંતિને માર્ગે ઇચ્છે છે. આશ્રમથી એલિસબ્રિજ લગી હારબંધ ઊભાં રહેલાં સ્ત્રીપુરુષોની આંખમાં મેં ઝેર નહિ પણ અમૃત જોયું. તેમની આંખમાં અંગ્રેજી રાજ્યની ઉપર કે અંગ્રેજી રાજ્યકર્તાની ઉપર મેં ગુસ્સો ન જોયો, પણ પૂર્ણ સ્વરાજ્ય હવે તો આવે જ છે એ વિશ્વાસથી ઉત્પન્ન થતો આનંદ જોયો.

સત્તાવાળાઓએ પણ ડહાપણ વાપર્યું. એક પણ સિપાઇ મારા જોવામાં ન આવ્યો. જ્યાં લોકો ઉત્સવ ઊજવવા આવ્યા હતા ત્યાં સિપાઇનું શું કામ હોય, સિપાઈ શું કરે ?

જેવો વિશ્વાસ અમદાવાદના શહેરીઓએ આ દિવસોમાં બતાવ્યો છે તે કાયમ રહો, એ વિશ્વાસ આખા દેશમાં પ્રસરો, એટલે અલ્પ પ્રયત્ને પૂર્ણ સ્વરાજ્ય છે જ. જો પૂર્ણ સ્વરાજ્ય એ આપણો જન્મ-સિદ્ધ હક હોય તો તે હક મેળવતાં આપણને કેટલો વખત જવો જોઇએ ? શ્વાસ લેવાનો મારો જન્મસિદ્ધ હક છે તેથી તે સહેજે ચાલે છે. ઘણા કાળથી ચાલતી આવતી પરતંત્રતાએ આપણા મનમાં ભ્રમ પેદા કર્યો છે કે પરતંત્રતા જ આપણી સ્વાભાવિક સ્થિતિ છે સાચી વાત એ છે કે પરતંત્રતા કોઇ પણ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે જ નહિ. ત્રીસ કોટિ મનુષ્ય જ્યારે સ્વતંત્રતા મેળવવાનો સંકલ્પ કરે ત્યારે તે તેની પાસે આવી જ છે. ૧૨મીનું દૃશ્ય એ સંકલ્પનું ચિહ્ન હતું.

પણ હું ઝટ ભોળવાઇ નથી જતો. જનસમાજનો પ્રવાહ ગાડરિયાં જેવો આખા જગતમાં જોવામાં આવે છે. તેમ ૧૨ મીએ પણ હતું. દેખાદેખીએ ઘણા નીકળી પડ્યા હતા; અથવા આમ ઉત્સવમાં નીકળી પડવું એ ઘણાના ત્યાગનો આરંભ અને અંત હતો. એમ જ હોય તો એ સ્વતંત્રતાની નિશાની નહોતી. એક લાખ માણસ જ્યારે ત્રીસ કરોડને દબાવે ત્યારે તે દબાણમાંથી નીકળી જવા સારુ ત્રીસ કરોડ એકઠા થઇને મહેનત કરે તો બહુ ઓછી મહેનતે, બહુ ઓછા ત્યાગે તેઓ ગુલામીમાંથી મુક્તિ મેળવે. પણ કાંઇક ત્યાગ તો જોઈએ જ. એ છેક બચ્ચાંનો ખેલ નથી, એ વિચાર કરી શકનારાનો પરિશ્રમ છે. એટલે ત્રીસ કોટિ ખાદીધારી ન થાય તો ત્રીસ લાખ સવિનય કાનૂનભંગ કરનારા તો થાય ? આ સ્વરાજ્યયજ્ઞમાં ઘણા હોય તો પરિશ્રમ તેમનામાં વહેંચાઇ જાય. જો ઓછા હોય તો તેમણે વધારે

બોજો ઉઠાવવો રહ્યો. કેમકે સ્વરાજ્ય મેળવવા સારુ પરિશ્રમનું માપ તો એક જ હોય. તેથી તે પરિશ્રમ કોણ ઉપાડે ને કેવી રીતે એ જ પ્રશ્ન રહે છે. ગુજરાતીઓની ઉપર આ કૂચને સફળ કરવાનો તાત્કાલિક બોજો છે. કૂચને સફળ કરવી એટલે સંઘને નિયમસર ભોજન આપવું ને તેની બીજી સરભરા કરવી એ જ નહિ, એ તો ગામનાં મહાજન પ્રેમપૂર્વક કરી રહ્યાં છે. સફળ કરવાનો અર્થ એ છે કે તેમાં ભરતી થવા સ્ત્રીપુરુષો નીકળી પડે. ટુકડી જલાલપુર પહોંચે કે તુરત મીઠાના કાયદાનો સવિનય ભંગ કરનારા તૈયાર હોવા જોઈએ. પ્રત્યેક ગામે આવા 'ભંગી'ઓને તૈયાર કરી રાખવા જોઇએ, જેથી સમય આવ્યે તેઓ હોમાઈ જાય.

# બહિષ્કારની મર્યાદા

**ચાલતી** યાત્રા દરમ્યાન બહિષ્કારને વિષે હું મારાં ભાષણોમાં ઠીકઠીક બોલ્યો છું. એ ભાગ છાપાંવાળાઓએ કેવી રીતે છાપાંમાં મોકલ્યો છે તે હું નથી જાણતો. વિષય અગત્યનો હોવાથી તે અહીં વિચારી જવો ને બહિષ્કારની મર્યાદા આંકવી આવશ્યક છે. આ લડત પવિત્ર, સત્યની, અહિંસાની એટલે ધર્મની હોઈ તેમાં જાણેઅજાણે પણ કંઇ ભૂલ ન થાઓ એ બહુ જરૂરનું છે. આમાં થયેલી જરા પણ ભૂલ લડતને નુકસાન પહોંચાડયા વિના નહિ રહે.

બહિષ્કાર બે પ્રકારે કામ કરી રહેલ છેઃ એક સરકારી અમલદારોનો, અને બીજો જેઓ લોકમતને તાબે નથી થતા તેમનો—જેમકે મુખી ઇત્યાદિનો.

અમલદારો જ્યારે આપણાં ગામડાંમાં આવે ત્યારે તેમની સલામી ન કરવી, તેમની સલામીએ ન જવું એ આવશ્યક છે, ધર્મ છે. તેમની સરભરા ન કરાય; તેમને કશા પ્રકારની સગવડ ન અપાય. આ અસહકાર છે. ગાડાવાળો ગાડું ન આપે, કુંભાર પાણી ન ભરે, મોદી સીધું ન આપે, મુખી ગામનું કે પોતાનું ગોદડું ન આપે. કારણ અમલદાર આ બધી સગવડો અમલ પરત્વે લે છે. સગવડો ન આપવામાં અમલદારને દુઃખ દેવાનો હેતુ નથી, પણ તેના અમલને બંધ કરવાનો હેતુ છે, ને તેમાં સવિનય ભંગ પણ હોય.

ત્યારે અમલદાર ભૂખે મરતો હોય અથવા દુઃખે પીડાતો હોય ને તેની મદદે કોઇ ન હોય તો ? એવે સમયે આપણે દુઃખ સહન કરીને અમલદારની સેવા કરવી. માનો કે અમલદારની મોટર ભાંગી પડી, તેને ખોરાકની જરૂર પડી, તો આપણે તેને ખોરાક પૂરો પાડીએ ને તેની પાસે પૈસા ન હોય તો પૈસાની આશા ન રાખીએ; ધારો કે અમલદાર ઓચિંતો માંદો પડયો ને તેની સેવામાં કોઇ નથી, તો તેની સેવા આપણે એટલા જ પ્રેમથી કરીએ જેટલા પ્રેમથી આપણાં પ્રિયજનની કરીએ. મનુષ્ય તરીકે આપણને તેની સાથે વેર નથી. તેના અમલની સાથે આપણને વેર છે. હજુ સરકાર ગાંડી નથી બની, અમલ ચલાવવામાં તેને બહુ અગવડ નથી ભોગવવી પડી. પણ જ્યારે તેને ખરી અગવડ પડે ત્યારે તે રિવાજ મુજબ ગાંડી થાય ને મર્યાદા છોડે એવો સાવ સંભવ છે. એવું થાય ત્યારે તેના અમલદારોને જે જોઇએ તે લોકોની પાસેથી જબરદસ્તીથી લેવાનો હુકમ થવાનો સંભવ છે. આવે વખતે મજકૂર બહિષ્કારનો ઉપયોગ પૂરો થઇ શકે. તે વખતે આપણને ખબર પડે છે કે બહિષ્કાર એ ખરેખરો ધર્મ છે. અમલદાર માને છે કે લોકો તેની સગવડો તેના અમલની રૂએ પૂરી પાડવા બંધાયેલા છે. લોકો જ્યારે આ માન્યતાને ખોટી પાડે ને તેમ કરતાં જે દુઃખો પડે તે સહન કરે ત્યારે તેઓ મુક્ત થયા મનાય. આવી જબરદસ્તીને વશ ન થવાય ત્યારે લોકો જીત્યા ગણાય. અત્યારે તો બહિષ્કાર રમતવાત ગણાય. પણ જ્યારે લૂંટ કરવાની છૂટ સરકારી નોકરોને મળે ત્યારે પણ લોકો પાયમાલ થાય છતાં દાતણ સરખું યે સ્વેચ્છાએ ન આપે એટલે બહિષ્કારનો ધર્મ પાળ્યો ગણાય. પણ યાદ રાખવું કે આવો સમય આવે ત્યારે પણ જો અમલદાર ઉપર પ્રમાણે ભીડમાં આવે ને તેનો અમલ તેનો બેલી ન થાય તો આપણે તેની સેવા કરીએ. મિત્ર અને દુશ્મનને સરખો ગણવાનો ધર્મ પાળવાનો આ અવસર ગણાય. સત્યાગ્રહીને આ જગતમાં કોઇ દુશ્મન નથી, ન હોય; તે કોઇને દુશ્મન

ન ગણે. પોતાનો દીકરો કે બાપ અમલદાર હોય તો યે તે બહિષ્કાર કરે. સત્યાગ્રહીની આગળ સ્વજન–પરજનનો ભેદ ન હોય. જે સ્વજનને વિષે કરવા તૈયાર ન થાય તે પરજનને વિષે કદી ન કરે.

હવે મુખીનું દૃષ્ટાંત વિચારીએ. ગામ આખું ઇચ્છે છે કે મુખીએ રાજીનામું આપવું; પણ તેની હિંમત રાજીનામું આપવાની નથી, અથવા સ્વાર્થવશ થઇને તે રાજીનામું આપવા નથી ઇચ્છતો. આ કારણસર મુખીનો બહિષ્કાર ન કરાય. એમ કરેલો બહિષ્કાર બળાત્કાર છે. એમ મુખીને ફરજ પાડવી એટલે તેની પાસે પરાણે પુણ્ય કરાવ્યા બરાબર થયું. પણ ધર્મમાં બળાત્કાર હોય નહિ. કોઇની પાસે કંઇ કામ બળાત્કારે કરાવીને પ્રજાસત્તાક તંત્ર કદી સ્થાપી શકાય નહિ. આ મૃતપ્રાય થયેલી પ્રજામાં આવો બળાત્કાર વાપરવો મહાપાપ છે, અને કેવળ ડહાપણની દૃષ્ટિએ વિચારતાં યે આપણને જણાશે કે એમ બળાત્કાર કરતાં આપણો હેતુ કોઇ કાળે સફળ થાય નહિ. સફળ થાઓ કે ન થાઓ, એવો બળાત્કાર ચોખ્ખી હિંસા છે. મુખી રાજીનામું આપે કે ન આપે એ તેની મરજીની વાત છે. લોકમતને માન આપીને પણ તે રાજીનામું આપે તો સારૂં, ન આપે તો તેની ઉપર જોર ન કરાય.

પણ મુખી તેનો અમલ ન ચલાવી શકે; અમલની રૂએ એક પણ કામ લોકોની પાસેથી ન કરાવી શકે. મુખીની પાસે બે સ્થિતિ છેઃ તે અમલદાર છે ને તે ગ્રામવાસી છે. અમલદાર તરીકે વેઠ ઇત્યાદિ માગે તે ન મળે; ગ્રામવાસી તરીકે મોદીખાનું વગેરે માગે તે મેળવવાનો તેને અધિકાર છે. તેનું મોદીખાનું બંધ કરવું એટલે તેને રાજીનામું આપવાની ફરજ પાડયા બરોબર થયું. આ સત્યાગ્રહીથી ન કરાય.

લોકમતથી વિરુદ્ધ ચાલનાર લોકોનો મર્યાદિત અને સામાજિક બહિષ્કાર કરવાનો અધિકાર છે, અને કેટલીકવાર ફરજ થઇ પડે છે

જે મુખી સ્વાર્થની ખાતર પોતાના મુખીપણાને વળગી રહે છે તેને સમાજ પ્રતિષ્ઠા ન આપે, એટલે કે તેની માનુષી હાજતો પૂરી પાડવા ઉપરાંત બીજો સંબંધ બંધ કરે; તેને ત્યાં વિવાહને પ્રસંગે સમાજ ન જાય, તેના તરફથી મળતાં જમણ ઇત્યાદિનાં આમંત્રણ ન સ્વીકારે, તેના દુઃખમાં ભાગ લે, તેના ભોગમાં મુદ્દલ નહિ. આવા બહિષ્કારમાં ક્યાંયે ઝેરવેર, હિંસા, ન હોવાં જોઇએ. મુખી આપણો સગો ભાઇ હોય તો શું કરીએ? આપણી અમૂર્છિત સ્થિતિમાં આપણા પ્રત્યે સમાજનું વર્તન જેવું ઇચ્છીએ એવું વર્તન આપણે મુખી ઇત્યાદિના પ્રત્યે આપીએ.

હવે આપણે ત્રણ પ્રકારના બહિષ્કાર વિચારી ગયા:

૧ અમલદારનો તેના અમલ પરત્વે;

૨ મુખી જેવા પ્રત્યે બળાત્કારરૂપી બહિષ્કાર; અને

૩ મુખી જેવા જે લોકમતને માન નથી આપતા તેમના પ્રત્યે મર્યાદિત બહિષ્કાર.

પહેલો બહિષ્કાર કરવા જેવો છે, ને તે કરવાનો ધર્મ છે. જેનામાં હિંમત હોય તે જ એ બહિષ્કાર કરે. એ બહિષ્કારમાં અત્યંત દુઃખ સહન કરવાનો પ્રસંગ આવવાનો સંભવ છે એ યાદ રાખવું ઘટે છે. અત્યારે એ બહિષ્કારની માગણી મહાસભા નથી કરતી. એ બહિષ્કાર ગુજરાતમાં કેટલાક ભાગમાં શરૂ થયો છે, કેમકે તેનો ગુજરાતીને મહાવરો થયો છે ને તેની ઠીક આવડત છે. સરદાર વલ્લભભાઇને કેદ આપવાથી તે બહિષ્કાર ગુજરાતનો વિશેષ ધર્મ છે. પણ જેનાથી તે અણીને વખતે ન નિભાવી શકાય તે ન કરે તો હાનિ નથી, કર્યા પછી મૂકશે તો હાનિ છે.

બીજો બળાત્કાર કરવાનો બહિષ્કાર હમેશાં ત્યાજ્ય છે, એમાં હિંસા છે, ને એથી પ્રજાને બહુ નુકસાન પહોંચવાનો પૂરો સંભવ છે.

ત્રીજો મર્યાદિત બહિષ્કાર કરવાજેવો છે.

સત્યાગ્રહીના પ્રત્યેક કાર્યમાં પોતે દુઃખ સહન કરવાનું છે, વિરોધીને દુઃખ દેવાનું કદી નહિ. પોતે દુઃખ ખમતાં કે ધર્મ પાળતાં વિરોધીને દુઃખ થાય કે અગવડ પહોંચે તેને સારૂ સત્યાગ્રહી લાચાર થાય છે.

હાલ જે પ્રજાની પાસેથી હું માગી રહ્યો છું એ મીઠાના કાયદાનો સવિનય ભંગ. તે ઉપરાંત કંઇ ન થઈ શકે તો ભલે સહુ બેસી રહે, પણ આગળ પગલું લેતાં પાછા પડશે તો ભય ને નુકસાન છે.

# મુખીમતાદારો વિષે

મુખીમતાદારોનાં રાજીનામાં એટલાં બધાં આવ્યાં છે કે તેમને વિષે થોડું લખવું આવશ્યક થઇ પડયું છે. આ રાજીનામનિ વિષે એટલી બધી અફવાઓ સાંભળી છે કે હું પોતે તેની સચ્ચાઇને વિષે શંકાશીલ છું. જો એ રાજીનામાં દબાણ વિના ખુશીથી અપાયાં હોય તો તેની બહુ કિંમત છે. છતાં જે સરદારની કેદને નિમિત્તે તે અપાયાં છે, તેમની સેવાની કિંમતની સાથે સરખાવતાં આ રાજીનામાંની કિંમત કંઈ જ નથી. જે ગુજરાતને સારૂ વલ્લભભાઇએ પોતાનું સર્વાર્પણ કર્યું છે તે ગુજરાત જેટલો ત્યાગ કરે તેટલો ઓછો છે. સરદારનું સર્વાર્પણ ગુજરાતને સારૂ ખરૂં, પણ તેનો અંતિમ હેતુ સ્વરાજ છે. તેથી ગુજરાતે તો સ્વરાજને સારૂ જે યત્ન કરવા યોગ્ય છે તે બધા કરવા જોઇએ.

આ દૃષ્ટિએ મુખીપણાને તપાસીએ. જેટલી સ્પષ્ટ રીતે હવે હું મુખીપણું સમજ્યો છું તે પહેલાં નહોતો સમજતો. મુખી એટલે પોલિસપટેલ. મુખીની મારફત સરકાર વિઘોટી ઉઘરાવે છે ને તેના હુકમોનો અમલ કરાવે છે. મામલતદાર ઈત્યાદિ અમલદારો મુખી વિના ટૂંટા થઈ પડે. ગમે તે માણસને મુખી નીમવામાં નથી આવતા, પણ ગામમાં જેને વગવસીલો હોય તેવા માણસને નીમવામાં આવે છે. આવા માણસોની સરકારના દફતરમાં નોંધ રહે છે ને તે મતાદારો કહેવાય છે. આ બધામાંથી વારાફરતી મુખી નિમાય છે ને દર પાંચ વરસે બદલાય છે. આ મતાદારોને સરકાર પ્રતિવર્ષે કંઇક નજરાણું આપે છે, એટલે કે ચારપાંચ રૂપિયા. મુખીને પ્રતિવર્ષ

ત્રીસથી પચાસ રૂપિયાનું નજરાણું મળે છે. 'નજરાણું' શબ્દ મેં વાપર્યો છે. એને પગારરૂપે કોઇ ઓળખતું નથી. મુખીને મળતા રૂપિયાની તેની પાસે કશી કિંમત હોતી નથી, કેમકે મુખી સામાન્ય રીતે પૈસેટકે સુખી માણસ હોય છે. આ મળતા પૈસાને શું નામ આપવું એ વિચારતાં મેં તેને 'નજરાણું' કહ્યું. અફગાનિસ્તાનના અમીરને આવું નજરાણું આપી તેને બાંધી લેતા હતા. અમીરના નજરાણામાં અને મુખીના નજરાણામાં ફેર ઘણો છે એ જાણું છું. અમીરનું નજરાણું મોટું હતું. આ નાનકડું. બીજા ફેર પણ છે. છતાં બંનેમાં મતલબ સામાને બાંધી લેવાની છે.

મુખી ને મતાદાર આમ શું કામ બંધાઇ જાય છે? લૂખો અમલ ભોગવવાને ખાતર તો નહિ જ. પણ અમલમાંથી પોતાની પ્રતિષ્ઠા વધે, ને એ પ્રતિષ્ઠાને વટાવી તેમાંથી પૈસા પેદા કરે. આ કામ પ્રામાણિકપણે થાય નહિ. તેમાં અપ્રામાણિકતા રહેલી જ છે. એટલે મુખીપણું લઇને ગામના મહાજન અને રક્ષક મટી ગામના ભક્ષક બનવાનો ધંધો કરવો તેનું નામ મુખીપણું. બધા મુખી આવા જ હશે એમ કહેવાનો આશય નથી. પણ ઘણા મુખીઓની સાથે કરેલી વાતનો આ સાર છે.

સરદારને ખાતર નહિ, સ્વરાજને ખાતર નહિ, પણ ધર્મ ને નીતિને ખાતર આવા મુખીપણાને અને મતાદારપણાને તિલાંજલિ દેવી ઘટે છે. આ વખતે દેશમાં જે આત્મશુદ્ધિ થઇ રહી છે તેમાં મુખીમતાદારો મોટો ફાળો આપી શકે છે. બીજાઓને તો પેટ પાછળ પડયું હોય એમ બહાનું કાઢે, મુખીમતાદારોને તેવું કશું નથી. તેમને તો ખિતાબ છોડયા જેવું છે. તેથી જ આ સ્થિતિને મેં એઠવાડ તરીકે વર્ણવી છે, અને એ વર્ણન બરોબર છે. એ એઠવાડમાંથી મુખીમતાદારો બચો.

# સત્યાગ્રહપ્રતિજ્ઞા

**સવિનય** ભંગ માટે તૈયાર થનારા સ્વયંસેવકોને માટે દેશમાં અનેક પ્રકારની સત્યાગ્રહપ્રતિજ્ઞાઓ ચાલે છે, અને એવી હજારો ઉપર સહી થઇ ચૂકી છે. પણ મહાસભાની કાર્યવાહક સમિતિને લાગ્યું કે આખા દેશને માટે એક જ પ્રકારની પ્રતિજ્ઞા ઘડવામાં આવે એ ઇષ્ટ છે. કાર્યવાહક સમિતિના સભ્યોએ પ્રતિજ્ઞાના ઘણા નમૂનાઓ તપાસ્યા અને કેટલાકે એ વિષે ગાંધીજીની સાથે મસલત પણ કરી. તેમની સંમતિ મેળવીને નીચેની પ્રતિજ્ઞા તૈયાર કરવામાં આવી છે:

૧ મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યને અર્થે આરંભેલા સત્યાગ્રહમાં હું જોડાવા ઇચ્છું છું.

૨ સત્ય અને અહિંસાને માર્ગે હિંદને માટે પૂર્ણ સ્વરાજ્ય મેળવવાના મહાસભાના ધ્યેયને હું સ્વીકારૂં છું.

૩ જેલમાં જવાને હું તૈયાર છું, અને લડત દરમ્યાન મારા ઉપર બીજાં જે જે સંકટો આવી પડે કે મને જે જે સજા થાય તે સહન કરવાને હું તૈયાર છું.

૪ હું જેલમાં જઇશ તો મહાસભાના ફંડમાંથી મારા કુટુંબના ભરણપોષણને માટે હું કશી મદદની આશા રાખીશ નહિ.

૫ લડતની લગામ જેમના હાથમાં હશે તેમના હુકમનું હું અક્ષરશઃ પાલન કરીશ.

આ પ્રતિજ્ઞા આજે ચાલતી અનેક પ્રતિજ્ઞાઓના કરતાં વધારે સાદી અને ટૂંકી છે. આવી પ્રતિજ્ઞાઓમાં સામાન્ય રીતે ખાદી અથવા

હિંદુમુસલમાનઐક્ય અને એવી જ બીજી શરતો રાખવામાં આવે છે, પણ તે આમાં નથી રાખી. આનો અર્થ એવો નથી કે મહાસભા પોતાના કાર્યક્રમનાં એ અંગો ઉપર હવેથી ઓછો ભાર મૂકવાની છે. મહાસભા તો એના ઉપર અતિશય ભાર મૂકતી આવી છે અને મૂકશે જ એ વાત સ્વયંસેવકો ખૂબ ધ્યાનમાં રાખે. આમ છતાં સૌને લાગ્યું કે જે લડતમાં લાખો માણસો ભાગ લેશે એવી આશા રખાય છે તેને માટે પ્રતિજ્ઞા સાદી હોવી જોઇએ, અને તેમાં ભાર માત્ર કાનૂનભંગને વિષે રહેલી અહિંસા ઉપર જ હોવો જોઇએ.

વળી આ પ્રતિજ્ઞા ઉપર સહી કરી એટલે સહી કરનાર આપોઆપ સત્યાગ્રહી તરીકે સ્વીકારાઇ જતો નથી. પ્રતિજ્ઞાપત્ર એટલે એક અરજીનું પત્ર છે અને તેને મંજૂર કરવું કે ન કરવું એ જે જે સમિતિ પાસે તે પત્ર આવે તેના અધિકારની વાત છે.

ઉપર આપી છે તે પ્રતિજ્ઞા કરતાં વધારે સખત પ્રતિજ્ઞા ઉપર જેમણે અત્યારપહેલાં સહી કરી દીધી છે તેમણે પાછી આ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવાની જરૂર નથી.

**જવાહરલાલ નેહરુ**

## ૨

મહાસમિતિએ એક નાનકડી સત્યાગ્રહપ્રતિજ્ઞા ઘડી છે. ઇરાદાપૂર્વક એ સાદામાં સાદી બનાવવામાં આવી છે. અનેક વીગતોથી ભરેલી પ્રતિજ્ઞાઓ ઉપર લાખો સહી કરશે એવી આશા આપણે નથી રાખી શકતા, એટલે સત્ય અને અહિંસાને જ સાધન માનનાર ધ્યેયના ઉપર સહી કરવા ઉપરાંત અને નેતાના હુકમ પાળવાની પ્રતિજ્ઞા ઉપરાંત આ પ્રતિજ્ઞાપત્રમાં બીજું કશું નથી. આગળઉપર જ્યારે મોટા સમૂહના સમૂહો આ લડતમાં જોડાશે ત્યારે પ્રતિજ્ઞાપત્રની પણ જરૂર નહિ રહે. તે વેળા અનેક મૂંગા નનામા વીરો

આગળ આવશે, જેમ કેટલાક નઠારા ને નબળા માણસો પણ આગળ આવવાનો સંભવ છે. વળી આ પ્રતિજ્ઞાપત્ર એ માત્ર અરજી છે, એથી અરજી કરનારને સ્વયંસેવક તરીકે સ્વીકારાવાનો અધિકાર નથી મળી જતો. એ પણ યાદ રાખવામાં આવે કે જૂનાં અને વધારે આકરાં પ્રતિજ્ઞાપત્રો આ પ્રતિજ્ઞાપત્રથી રદ નથી થતાં. આ પ્રતિજ્ઞાપત્ર તો અણીના સમયને માટે યોજવામાં આવ્યું છે.

સ્વયંસેવકોની ભરતી કરનાર અમલદારોના ઉપર ઘણી મોટી જવાબદારી રહેલી છે. આ સાદા પ્રતિજ્ઞાપત્રનો કોઈ એવો અર્થ ન કરે કે કોમી ઐક્ય, ખાદી, અસ્પૃશ્યતાનિવારણ અથવા દારૂનિષેધને હવે આપણે છોડી દેવાના છીએ. એ બધાં તો મહાસભાના કાર્યક્રમનાં આવશ્યક અંગો રહેશે જ. માત્ર મહાસભામાં હજારો પુરુષો અને સ્ત્રીઓને સ્વરાજની લડતને માટે દાખલ કરવા માટે આપણે એક સાદી પ્રતિજ્ઞા રાખી છે. અને તેમ કરતાં એટલી વસ્તુ તો સ્વીકારી લેવામાં આવી જ છે કે મહાસભાના સંચાલકો કોઈ પણ રીતે મહાસભાના કાર્યક્રમને ધોઈ નહિ નાંખે. મહાસભાની સંસ્થા સંપૂર્ણ પ્રામાણિકપણે ચાલશે એવા અખંડ વિશ્વાસને આધારે જ આ પ્રતિજ્ઞા ઘડાયેલી છે. છેવટે એક વાત. આ પ્રતિજ્ઞા ઉપર સહી કરવાથી સ્વયંસેવકો મહાસભાના સભ્યો બનતા નથી.

# ૬ઠ્ઠીએ મંગલાચરણ

૬ઠ્ઠી એપ્રિલને રવિવારે વાચકોના હાથમાં આ અંક પડશે. જો હું મનાઇ ન કરૂં તો સૌએ માની લેવું કે જેઓ મીઠાના કાયદાનો ભંગ કરવાને તૈયાર હોય તેઓ તા. ૬ ઠ્ઠી એપ્રિલથી આ ભંગ કરવાને મુકત છે અને તેમની પાસેથી તેની આશા રાખવામાં આવશે.

અનેક વખતે આ જ પત્રમાં કહેવામાં આવ્યું છે તેનો પાછો સારાંશ આપી જાઉં.

સવિનય ભંગની એક માત્ર શરત શુદ્ધ અહિંસાનું સંપૂર્ણ પાલન છે.

સામુદાયિક સવિનય ભંગ આપોઆપ જ થાય. કાર્યકર્તાઓ આરંભમાં લોકોને માત્ર દોરશે. પણ પછીથી તો લોકો પોતે જ લડતનું નિયમન કરશે.

મહાસભાના સ્વયંસેવકો લડતનો રંગ જોતા રહેશે અને જ્યાં મદદની જરૂર હશે ત્યાં મદદ કરશે. તેમણે તો બધે મોખરે જ રહેવું પડશે.

જ્યાં ખુનામરકી ફાટી નીકળે ત્યાં ખુનામરકી અટકાવવાના પ્રયત્નમાં ખપી જવાની તૈયારી રાખવી.

સંપૂર્ણ નિયમપાલન અને એકબીજા વચ્ચે સંપૂર્ણ સહકાર હશે તો જ ફતેહ મળવાની છે.

જો સાચી લોકજાગૃતિ થઇ હશે તો જેઓ સવિનય ભંગમાં રોકાયલા ન હશે તેઓ ખાદીનું કામ, દારૂ અને અફીણની દુકાનની ચોકીનું કામ, પરદેશી કાપડના બહિષ્કારનું કામ, ગ્રામસુધારણા અને

જેલમાં ગયેલા સત્યાગ્રહીઓનાં કુટુંબોને અનેક રીતે મદદ કરવાનું કામ કરતા રહેશે એવી આશા રાખવામાં આવે છે.

સ્વયંસેવકોએ કયાંય કોમી ઝગડામાં એક પક્ષમાં જોડાવું નહિ.

જો મીઠાના કાયદા વિષેના સવિનય ભંગમાં લોકો ખરા દિલથી ભળશે તો આપણે યોગ્ય વ્યવસ્થા કરીને ખાદી મારફત પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકશું અને સંપૂર્ણ દારૂનિષેધ કરી શકશું. આથી આપણે ૯૧ કરોડ રૂપિયા બચાવી શકીએ અને લાખો લોકોને ફાજલ વખતમાં કરવાનું કામ મળી રહેશે. જો આટલું મળે તો આપણે સ્વતંત્રતાની પાસેપાસે પહોંચી જઇએ, અને એમાંથી એકે વસ્તુ આપણી શક્તિની બહાર નથી.

# સ્વદેશી

એક તરફથી મુંબઈના કાપડના વેપારીઓ વિદેશી વસ્ત્રના બહિષ્કારની વાતો કરી રહ્યા છે, બીજી તરફ અમદાવાદની ગુજરાત સભા એ જ વાત કરી રહી છે. બન્નેના ઉદ્દેશ આ ચાલી રહેલી હિલચાલને યથાશકિત મદદ કરવાનો છે. પણ બન્ને ભૂલ કરે તો અજાણપણે વિદેશી કાપડના બહિષ્કારની હિલચાલને ધક્કો પહોંચવાનો સંભવ છે.

સ્વદેશીના આટલા પ્રકાર જોવામાં આવે છે :

૧. શુદ્ધ એટલે હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી.

૨. હિંદુસ્તાનની હિંદી માલિકી ને હિંદી તંત્ર નીચે ચાલતી મિલોનું બનેલું અને તેવી જ મિલમાં કંતાયેલા સૂતરનું કાપડ.

૩. આવી મિલમાં થોડા કે વધારે અંશમાં પરદેશી મિલોમાં કંતાયેલા સૂતરનું કાપડ.

૪. હિંદુસ્તાનમાં ગમે તે મિલમાં એટલે પરદેશીઓની માલિકીમાં ને પરદેશીના તંત્રમાં રહેલી મિલોનું કાપડ.

૫. હિંદુસ્તાનમાં બનેલી વસ્તુમાત્ર.

૬. જે વસ્તુને વિષે હિંદુસ્તાનમાં કંઈ પણ ક્રિયા થઈ હોય તે વસ્તુ, જેમકે વાજાના બધા ભાગો પરદેશમાં બન્યા હોય ને તેમને ગોઠવીને વાજું હિંદુસ્તાનમાં એકઠું કર્યું હોય.

બહિષ્કારના પ્રકાર નીચે પ્રમાણે છે:

(क) વિદેશી વસ્ત્રમાત્રનો બહિષ્કાર.

(ख) માત્ર અંગ્રેજી કાપડનો જ બહિષ્કાર.

(ग) બધી અંગ્રેજી વસ્તુઓનો બહિષ્કાર.

(घ) બધી પરદેશી વસ્તુઓનો બહિષ્કાર.

મારી દૃષ્ટિએ ખરૂં સ્વદેશી (૧) એટલે શુદ્ધ ખાદી જ છે, ને ખરો બહિષ્કાર (क) એટલે વિદેશી વસ્ત્રમાત્રનો. (૧) સ્વદેશી સિદ્ધ થાય તો બીજાં આવશ્યક સ્વદેશી એની મેળે જ સિદ્ધ થાય. બધાં ફાયદાકારક સ્વદેશીને પહોંચવા જતાં એક આવશ્યકને પણ નહિ પહોંચાય.

બહિષ્કાર એક (क) જ એટલે વિદેશી કાપડમાત્રનો આવશ્યક છે, ને તે ખાદીની મારફતે જ શક્ય છે.

વાંચનાર યાદ રાખે કે બીજા સ્વદેશીની વાત મહાસભાની હસ્તીના કાળથી એટલે ૪૫ વર્ષ થયાં ચાલતી આવે છે, પણ સિદ્ધ થયેલ નથી. શુદ્ધ સ્વદેશીની એટલે ખાદીની વાતને નવ વર્ષ જ થયાં છે, છતાં તેમાં સારી સફળતા મળી ચૂકી છે. તેને સારૂ એવી એક રાષ્ટ્રીય સંસ્થા ઊભી થઇ છે કે જેની જોડીની બીજી એક પણ સંસ્થા આખા જગતમાં મારી નજરે નથી. આ ખાદીની પ્રવૃત્તિને લીધે જ વ્યાપક સવિનય ભંગનો પ્રયોગ શક્ય થયો છે.

વાંચનાર યાદ રાખે કે પિસ્તાળીસ વર્ષ થયાં પરદેશી વસ્તુઓ અથવા અંગ્રેજી વસ્તુઓના બહિષ્કારની વાત ચાલતી આવી છે, પણ તેમાં કશી સફળતા મળી જોવામાં નથી આવી. જ્યારે પરદેશી કાપડના બહિષ્કાર ઉપર એટલી અસર પડી ચૂકી છે કે જેથી પ્રજાને તે બહિષ્કારની શક્યતા વિષે વિશ્વાસ ઉત્પન્ન થયો છે.

મારો અભિપ્રાય છે કે વ્યવહારદૃષ્ટિએ વિચારતાં પ્રજાનું ધ્યાન વિદેશી કાપડના બહિષ્કારની બહાર જવા દેવામાં હાનિ છે, અને

ખાદીની બહાર જઇને વિદેશી કાપડનો બહિષ્કાર સાધવાનો વિચાર કરવો એ ટૂંકી બુદ્ધિની નિશાની છે. જો દેશી મિલોથી જ તે બહિષ્કાર સિદ્ધ થવાનો હોત તો આજ લગીમાં એટલે પચાસ વર્ષમાં મિલોએ તે સિદ્ધ કર્યો હોત. હા, મિલો ખાદીની સાથે ભળીને બહિષ્કારને સરસ મદદ કરી શકે છે. એ કઇ રીતે તે હું બતાવી ચૂક્યો છું.

હિંદુસ્તાનની મિલોના કાપડનું સ્વદેશી એ નિરર્થક છે એટલું જ નહિ પણ નુકસાનકારક છે. કેમકે તેથી ખાદી અને મિલના કાપડને સરખું સ્થાન મળે છે. એ તો લાંબાને ટૂંકાની દોસ્તી વાળી વાત થઇ. લાંબા ને સરખા હક એટલે ટૂંકાને કંઇ જ નહિ. ટૂંકો લાંબાની હારે કદી ઊભી ન જ શકે એ નરી આંખે દેખાય એવી વાત છે. તેથી લાંબો જો ટૂંકાને ન્યાય આપવા ઇચ્છે તો તેણે ટૂંકાને હમેશાં આગળ મૂકવો જોઇએ, ટૂંકાને જે જોઇએ તેનો તેણે ત્યાગ કરવો જોઇએ, ટૂંકાને પોતાની કાંધ ઉપર ઊંચકીને પોષવાની પણ જરૂર પડે. બરોબર એ જ રીતે મિલના કાપડ અને ખાદી વચ્ચેનો સંબંધ છે. મિલનું કાપડ તો ચાલે જ છે. ખાદી તો હજુ રીખતાં શીખી નથી. એટલે શુદ્ધ ખાદીનું નર્યું વ્રત ન હોય તે આટલું જ કરી શકે: "હું વિદેશી કાપડ જેમાં એક પણ વિલાયતી ધાગો હશે તે કદી નહિ વાપરું, તેને બદલે બને ત્યાં લગી શુદ્ધ ખાદી જ વાપરીશ. અને મને જોઇએ તેવી ખાદી નહિ મળી શકે ત્યાં હિંદુસ્તાનીની માલિકીની ને હિંદુસ્તાનીના તંત્ર નીચે ચાલતી મિલનું કાપડ વાપરીશ."

જો ખાદીને નિરંતર નજર આગળ ન રાખીએ તો પરિણામ આટલું જ આવે: દેશની—દેશી નહિ—મિલના કાપડના ભાવ વધવાના અને બહિષ્કાર કદી સિદ્ધ ન થાય.

૧. આપણા યુગમાં ગમે તેવા પ્રયત્ને પણ આપણી મિલો હિંદુસ્તાનને જોઇતું કાપડ પેદા ન જ કરી શકે.

૨. મિલોનું ધ્યાન સામાન્ય રીતે પોતાના નફા ઉપર જ રહે છે ને રહેવાનું.

૩. મિલોને સરકાર ગમે ત્યારે દબાવી શકે.

૪. અત્યારનો વાયુ જોતાં એમ માલૂમ પડે છે કે દેશની મિલો પરદેશી માલિકીમાં ને તેના તંત્ર તળે જતી જાય છે.

૫. મિલોને પરદેશી સંચા અને પરદેશી કરામત ઉપર આધાર રાખવો પડે છે, તેથી યે ગમે ત્યારે મિલો ભીડમાં આવી શકે.

એથી ઊલટું:

૧. ખાદીની ભાવના જો દેશમાં વ્યાપક થાય તો આજે જેટલી ખાદી જોઈએ તેટલી પેદા થઈ શકે.

૨. ખાદીને મિલના જેટલી મૂડી ન જોઈએ.

૩. ખાદીને મિલના જેટલી કરામત ન જોઇએ.

૪. ખાદીના મજૂરો ત્રીસ કોટિ છે એમ કહી શકાય.

૫. ખાદીને જોઇતાં બધાં યંત્ર દેશમાં જ પેદા થાય છે.

૬. ખાદીને સરકાર કે બીજી શકિત કદી ન દબાવી શકે.

૭. ખાદી ઘેરઘેર પેદા થાય.

૮. ખાદીને એક જગ્યાએ બનાવી બીજી જગ્યાએ મોકલવી અનિવાર્ય નથી. આજ થોડેઘણે અંશે તેને મુસાફરી કરવી પડે છે, કેમકે ખાદીભાવના વ્યાપક નથી થઇ.

આ બધા ઉપરથી વાંચનાર જોઇ શકશે કે ખાદી એ જ એક સ્વદેશીધર્મ છે. તેનું પાલન કરતાં જેને સ્વદેશીભાવના છે તે બીજું સ્વદેશી સહેજે સાધી લેશે. જે અજ્ઞાનપણે, દેખાદેખીએ કે દંભથી ખાદી પહેરે છે, તે તો ખાદી પહેરતો છતાં સ્વદેશીવ્રતધારીમાં ન ગણાય. એવા ખાદીધારી છેલબટાઉ સ્વદેશીભાવના પોષે છે એમ ન ગણાય. જ્ઞાનપૂર્વક ખાદી ધારણ કરનાર તુરત જ જે જે પરદેશી વસ્તુ વિના ચલાવી શકે તે વિના ચલાવતો થઇ જશે.

હવે બહિષ્કાર વિષે. બધી વસ્તુઓનો બહિષ્કાર ગાંડપણ છે. તેને વિષે દલીલ હોય નહિ.

માત્ર અંગ્રેજી વસ્તુનો કે અંગ્રેજી કાપડનો બહિષ્કાર અશકય છે. કેમકે અંગ્રેજી વસ્તુઓ ને કાપડ પરદેશી વસ્તુ અને કાપડને નામે આવી શકે છે. બંગાળના ભાગલાની ચળવળને વખતે અંગ્રેજી કાપડ ઉપરથી અંગ્રેજી છાપ ઊતરી તે સ્વદેશીને નામે વેચાયું હતું. એટલે અંગ્રેજી કાપડના બહિષ્કારની વાત કરતાં જાપાન ઇત્યાદિ બીજા દેશોના કાપડને લાભ આપવા ઉપરાંત એક પણ અર્થ સરે તેમ નથી.

આટલે લગી તો મેં માત્ર વિદેશી કાપડના બહિષ્કારની દૃષ્ટિએ જ વિચાર કર્યો છે.

સ્વરાજ પછીની સ્થિતિનો વિચાર કરતાં, હિંદુસ્તાનનાં કરોડો ભૂખે મરતાં કંગાળના હિતનો વિચાર કરતાં તો ખાદી એ જ એક વસ્તુનો વિચાર કરાય.

# રાજદ્રોહનો ધર્મ

સક્રિય રાજનિષ્ઠા અને સક્રિય રાજદ્રોહ એ બે વચ્ચે કોઇ વચલો માર્ગ નથી. ન્યાયાધીશ સ્ટીવનનું એક વચન છે કે રાજદ્રોહના ગુનામાંથી મુક્ત કરવાને માટે માણસે પોતાને સક્રિય રાજનિષ્ઠ સિદ્ધ કરવો જોઇએ. લોકશાસનના આજના દિવસોમાં વ્યક્તિ વિષે સક્રિય નિષ્ઠા જેવી કોઇ વસ્તુ હોઇ શકે નહિ, એટલે નિષ્ઠા કે દ્રોહ એ કેવળ સંસ્થા પરત્વે જ હોય. એટલે આપણે રાજદ્રોહી છીએ એનો અર્થ કોઇ વ્યક્તિનો નાશ કરવા ઇચ્છતા નથી પણ સંસ્થાનો નાશ કરવા ઇચ્છીએ છીએ. આજનું રાજતંત્ર એક એવી સંસ્થા છે કે જો તેનું સાચું સ્વરૂપ સમજવામાં આવે તો કોઈ પણ જણ રાજનિષ્ઠ રહી શકે જ નહિ. એ તંત્ર સડેલું છે. વ્યક્તિઓના વર્તન વિષેના એના ઘણા કાયદા તદ્દન ઘાતકી છે, અને એનો અમલ તેથી યે વધારે ખરાબ છે. ઘણીવાર આ રાજતંત્રમાં એક માણસની મરજી એ જ કાયદો થઇ પડે છે, બલ્કે એમ કહેવામાં વાંધો નથી કે આ દેશમાં જેટલા જિલ્લા છે તેટલા જ રાજકર્તા છે. કલેકટરો કહેવાતા આ અમલદારોને ન્યાય કરવાની અને વહીવટ કરવાની બન્ને સત્તા છે. કહેવાય છે તો એવું કે આ અમલદારો અતિશય ખામીવાળા છતાં કાયદાને નામે ચાલતા કાયદા પ્રમાણે વર્તે છે, તો પણ આ અમલદારો ઘણીવાર મનસ્વી હોય છે અને પોતાના તરંગો સિવાય બીજા કશાનો તેમને

અંકુશ હોતો નથી. લોકોના કલ્યાણની દૃષ્ટિએ અમલ કરવાને બદલે તેમને પોતાના પરદેશી શેઠો અથવા સિદ્ધાંતોને અનુસરવું પડે છે. આવા લગભગ ત્રણસો અમલદારોની એક સોનેરી ટોળી છે જેના જેવી સત્તા ધરાવનારી ટોળી જગતમાં બીજી એકે નથી. તેમને અમુક મહેસૂલ ઉઘરાવવાનું જ હોય છે, એટલે લોકોની પાસે તેટલી રકમ ઉઘરાવવામાં તેમને કશો વિધિનિષેધ નડતો નથી. આ આખું તંત્ર હિંદુસ્તાનના કરોડો ગરીબોને ઘાતકી રીતે ચૂસીને ચલાવવામાં આવે છે. અને એ વસ્તુ તેઓ પોતે કબૂલ કરે છે. પટેલથી માંડીને તે પોતાના ચિટનીસ સુધી આ રાજાઓએ નીચલા અમલદારોનો એક એવો વર્ગ પેદા કર્યો છે કે જે પોતાના પરદેશી શેઠોની એક બાજુએ ખુશામત કરે છે અને બીજી બાજુએ લોકોની સાથેના પોતાના નિત્ય-વ્યવહારમાં એવી તો બેજવાબ અને ઘાતકી રીતે વર્તે છે કે લોકોમાં શહૂર રહેતું નથી, અને નાદીરશાહીને લીધે લાંચરૂશવતની સામે થવાની શકિત રહેતી નથી. હિંદુસ્તાનના રાજતંત્રનું આ ભયંકર અનિષ્ટ જેઓ સમજે છે તેમનો તે તંત્ર પરત્વે રાજદ્રોહનો ધર્મ થઈ પડે છે. અને ખુલ્લી રીતે રાજદ્રોહનો પ્રચાર કરવાનો ધર્મ થઇ પડે છે. સાચી વાત તો એ છે કે આવા સડેલા રાજતંત્રને વિષે વફાદારી રાખવી એ પાપ છે, બેવફા થવું એ પુણ્ય છે.

ત્રણસેં માણસોના ભયથી ત્રાસેલા ત્રીસ કરોડ લોકોનું આ દર્શન એ જુલમગારો માટે તેમ જ તેમના જુલમના ભોગ થઇ પડેલા ગુલામોને માટે ભૂંડું છે. આ તંત્રની કેટલીક વસ્તુઓ સ્વતંત્ર રીતે ભલે આકર્ષક લાગે, પણ એકંદર રીતે એ તંત્ર તો અનિષ્ટ જ છે. આવું જેને જ્ઞાન થાય તેણે એ તંત્રનો વિનાવિલંબે નાશ કરવો જ રહ્યો, અને એ નાશ કરવાને અર્થે જે જોખમ લેવું ઘટે તે લેવાનો તેમનો ચોખ્ખો ધર્મ થઇ પડે છે.

બીજા પક્ષે આ ત્રીસ કરોડ લોકો જો આ તંત્રના ઘડનારા

અથવા ચલાવનારા ત્રણસેં માણસોનો નાશ કરવા તૈયાર થાય તો તે નામર્દાઇ જ કહેવાશે એમાં કશી શંકા નથી. આ વહીવટદારો અથવા ભાડુતિયાઓનો નાશ કરવાના ઉપાય યોજવા એ હડહડતા અજ્ઞાનની નિશાની છે. એ તો બિચારા પોતાના સંજોગોને વશ છે. આવા તંત્રમાં દાખલ થનાર પવિત્રમાં પવિત્ર માણસને પણ તેના પાપના છાંટા લાગ્યા વિના રહેશે નહિ, અને એ પાપનો પ્રચાર કરવામાં તેને સાધન થવું પડશે. એટલે આવા તંત્રને નાબૂદ કરવાનો ઉપાય આ વહીવટદારોની સામે ક્રોધ કરી તેમનું નુકસાન કરવામાં નથી, પણ તંત્રની પાસેથી જેટલી ઇચ્છાપૂર્વક મદદ લેતા હોઇએ તે મદદ ન લેવામાં અને તેના કહેવાતા લાભો ન લેવામાં જ છે, એટલે કે અસહકાર જ એક ઉપાય છે. જરાક વિચાર કરીશું તો જણાશે કે સવિનય કાનૂનભંગ એ અસહકારનું આવશ્યક અંગ છે. કોઇ પણ તંત્રના કાયદા અને હુકમોને વશ વર્તવાથી તે તંત્રને આપણે વધારેમાં વધારે મદદ કરીએ છીએ. પાપી તંત્રને એવી નિષ્ટા ઘટતી નથી. એવી નિષ્ઠા રાખવી કે સેવા કરવી એ તેના પાપમાં ભાગ લેવા બરાબર છે. એટલે સારો માણસ હમેશાં પાપી તંત્રની સામે તન, મન અને ધનથી વિરોધ કરશે. પાપી તંત્રના કાયદાનો ભંગ એ ધર્મ થઇ પડે છે. આ ભંગ જો અવિનય અથવા હિંસક ભંગ હશે તો એ તંત્ર ચલાવનારા માણસોને નુકસાન કરશે પણ તંત્રને કાયમ રાખશે, બલ્કે તેમનું પાપ વધારશે. એટલે અહિંસક અથવા તો સવિનય કાનૂનભંગ એ જ માત્ર એક અમોઘ ઉપાય છે. અને તેનો પ્રયોગ કરવો એ પાપની સાથે અસહકાર કરનારનો ધર્મ થઇ પડે છે.

સવિનય કાનૂનભંગમાં જોખમ રહેલું છે; કારણ કે એ શસ્ત્રનો પ્રયોગ હજી સંપૂર્ણપણે થયો નથી, અને હમેશાં હિંસાથી ભરેલા વાતાવરણમાં એ પ્રયોગ કરવો પડે છે. કારણ જુલમનો દોર વર્તતો હોય ત્યારે જુલમના ભોગ થઇ પડેલા લોકોને વિષે પુષ્કળ ક્રોધ પેદા થાય

છે. તેમની નબળાઇને લીધે તેમનો ક્રોધ તેમનામાં સમાઇ રહે છે, પણ જરાક સરખું બહાનું મળતાં તે ભભૂકી ઊઠે છે. આ નિરંકુશ પ્રાણઘાતક ગુપ્ત ક્રોધશક્તિને પ્રાણપોષક અને નિયમવશ શક્તિ બનાવનાર પારસમણિ એ સવિનય ભંગ છે. આ પલટો થાય છે ત્યારે સંપૂર્ણ વિજય થયા વિના રહેતો જ નથી. આ શુભ પરિણામનો વિચાર કરીએ ત્યારે એ શસ્ત્રના પ્રયોગમાં રહેલું જોખમ એ કશી વિસાતમાં નથી. જયારે જગત એના પ્રયોગથી પરિચિત થઇ જશે અને તેનાં અનેક સફળ પ્રદર્શન જોશે ત્યારે આજે હવાઇ વહાણ ચલાવવામાં એ શાસ્ત્રની થયેલી પુષ્કળ પ્રગતિ છતાં જેટલું જોખમ રહે છે તેના કરતાં ઓછું જોખમ સવિનય ભંગના પ્રયોગમાં રહેશે.